ૐ

# ડાકોર, શ્રી૦ બ્રા૦ વિદ્યાર્થી આશ્રમના બ્રહ્મચારીઓએ ભજવેલો

# 142 સંવાદ

Reg No

( વર્તમાન બ્રહ્મચર્યાભાસ પ્રકરણ )

યોજક. શ્રી. બાલકૃષ્ણ મોતીરામ પાઠક

વ્યવસ્થાપક:-શ્રી૦ બ્રા૦ વિદ્યાર્થીઆશ્રમ, ડાકોર.

પ્રકાશક. બ્રહ્મચારી હરિપ્રસાદ શર્મા

પ્રચારક:-શ્રીગૌડ યુવકમંડળ


સંવત ૧૯૭૮, ગુરુ પૂર્ણિમા આવૃતિ ૧

પ્રત ૧૦૦૦

કિંમત ૦-૧-૦

ઉમરેઠ. ભટવાડી પોળને નાકે આવેલા સરસ્વતી પ્રીં પ્રેસમાં રતીલાલ બાળકૃષ્ણ ત્રીવેદીએ પ્રકાશકને માટે છાપ્યું.

ॐ ॥ श्री सद्गुरवे परमात्मने नमः ॥

# ડાકોર, "શ્રી૦ બ્રા૦ વિદ્યાર્થી આશ્રમ" ના

## બ્રહ્મચારીઓનો

# સંવાદ



( બડવો વળાવવા ભાગોળે ભેગાં મળેલાં સ્ત્રીપુરૂષોની મેદની, પૂજાવિધિ, બડવાનું દોડી જવું, તેના મામાએ તેની પાછળ દોડી સમજાવવું, જંગલમાં બડવાને સંતાડવાને કેટલાક છોકરાઓએ કરેલો ધોંધાટ, જંગલમાંથી એક તપસ્વીનું નીકળી આવવું, ત્યાં મામા, તપસ્વી તથા બટુક વચ્ચે થયેલો સંવાદ. )

### આધુનિકદશ્ય—જંગલનો દેખાવ

કેટલાક છોકરાઓ બડવાને ઝાલીને આગળ દોડે છે. કેટલાક છોકરાઓ મામાને દોડતા અટકાવવા માટે, કેડે, હાથે, માથે પાઘડીએ વળગે છે. મામો તેમનાથી છટકી જાય છે અને ભાણાને ઉભો રહેવા સમજાવે છે.

મામો—ઉભલા રહો તો તમને પ્રેમે પરણાવું,
મન ગમતો મીઠો મોદો લ્હાવો લેવરાવું—બડવા ઉભલા રહેજો.
બટુક—કાચી વયમાં પરણાવી રૂડું શું થાશે,
કુમળી આ કાયા મારી વ્હેલી કરમાશે—મામા આવું શું બોલો! ૨
ઋષિની રૂઢિ મામા બાલુડા વેશે,
ભણવું ને ગણવું ભાવે—રહીને બ્રહ્મચારી—મામા આવું શું બોલો!

( આમ કહેતામાં એક બે બાળકો આવી બડવાને બે બાજુથી પકડી, મામાને ખસેડે છે અને એ નાસો ! એ નાસો ! જાઓ પાછા ! જાઓ પાછા ! અમારૂં એક નારીએળ પાઘડું ! હું બસ હાં...એમ શોર બકોર કરે છે. એવામાં પાસેની ગુફામાંથી એક તપસ્વી બહાર નીકળી આવે છે. )

તપસ્વી—કેમ ઋષિકુમારો ! હે દ્વિજકુલ દિપક, આ શી મચાવી છે ! અહો ઋષિરાજ, આ મારા આશ્રમ આગળ આ

બધો શોર બકોર કેમ કરાવો છો ?

મામો—( એક બાજુએ ફરીને મનમાં ) હં: આ સાધુડો શું સમજે અમારી રીતને ! તપસ્વી સામુ જોઈને—મહારાજ ! એ જે કોઇ કેવાય ને આ મારો ભાણજો ! જે કેવાય તે આ બડવો ! જે તે કેવાય તે વાળતાં વળતો નથી ! ને જે કેવાય તેથી આ છોરૂંઓ પાછળ પડયાં છે ! ને જે કેવાય આ દ્વિજના છોરૂને ભ્રષ્ટ કરે છે ! ને જે કેવાય અમારા વૃદ્ધોની જે કો પરંપરા પૃથા ! જે કોઇ કેવાય તોડી પાડવા મથન કરે છે ! તે જે કેવાય દ્વિજ સંતાનોને છાજે મહારાજ !

બટુક—તપસ્વીને પ્રણામ કરીને—આ મારા મામા દ્વિજ દ્વિજ કહે છે ! તે શું છે તે કૃપા કરીને સમજાવશો ? મહાત્માજી !

તપસ્વી—દ્વિ એટલે બે જ એટલે જન્મ, જેના બે જન્મ થાય, તે દ્વિજ કહેવાય છે.

મામો—( જે કેવાય તે આ સાધુડો કંઇ ભણેલો તો દેખું ! પણ અહહહહ: જે કેવાય આપણે પુરાણી તે જે કેવાય કાંઈ ઉતરીએ એમ છીએ ! જે કેવાય પણ તપાસીએ તો ખરા ! પછી તપસ્વી તરફ ફરીને ) મહારાજ ! જે કેવાય જન્મ તો એકજ વાર હોયને ! જે કો કેવાય જન્મ્યા, પછી જે કો કેવાય મરણ પામ્યા; પછી જે કો કેવાય જન્મ્યા એટલે જે કો કેવાય તમે કહ્યું તેવાજ, જે કો કેવાય દ્વિજ કહેવાયને !

તપસ્વી—સાંભળો ! આપણા માનવધર્મશાસ્ત્રના કર્તા મનુમહારાજ આ પ્રમાણે કહે છે કે:—**मातुरग्रेऽधिजननं द्वितीयं मौञ्जिबन्धने।**

ભાવાર્થ—માતાના ઉદરમાંથી બહાર આવવું તે પહેલો જન્મ અને મોંજીબંધન અર્થાત્ ઉપનયન અને વેદારંભ સંસ્કારથી બીજો જન્મ થયો એમ કહેવાય છે. જન્મ થયો એટલે પ્રસિદ્ધથવું—જાહેરથવું. જેમ એક રાજકુમાર રાજ્યાભિષેક સંસ્કાર થયા પછી રાજા તરીકે જગતમાં જાહેર થાય છે ત્યારે રાજા તરીકેનો તેનો બીજો જન્મ થયો એમ કહેવાય છે એટલે પ્રથમનો જન્મ તે રાજકુમાર અને બીજો જન્મ તે રાજા થયો તે, તેમ દ્વિજનો પુત્ર સંસ્કાર થયા પહેલાં દ્વિજકુમાર **जन्मना जायते शूद्रः** । શૂદ્ર પણ કહેવાય છે અને સંસ્કાર થયા પછી દ્વિજ કહેવાય છે. સમજ્યા હવે !

મામો—જે કો કેવાય તે હમજ્યા ! જે કેવાય એમાં હમજવાનું એ હું ભજ્યું છે ! પણ આ જે કેવાય સાધુડો ! મને જે કો કેવાય હમજાવવા બેઠો છે. તેને જે કો કેવાય બરાબર હમજાવી દઉં, પણ જે કો કેવાય લાવ તેનું પાણી તો જે કો કેવાય જોઉં; પછી જે કો કેવાય તે વાત ! ( તપસ્વી તરફ ફેરીને ) અહો મહારાજ ! જે કેવાય તમે ઉપનયન અને વેદારંભ સંસ્કાર કહો તે આ બધાને સમજાવો તો જોઈએ !

તપસ્વી—**उप** એટલે સમીપ અને **नयन** એટલે લઇ જવું, ગુરૂની સમીપ અધ્યયનને માટે બ્રહ્મચારીને લઇ જવાનો વિધિ તે ઉપનયન. તેવીજ રીતે **वेद** એટલે જ્ઞાન અને **आरंभ** એટલે આરંભજ્ઞાન મેળવવાના આરંભનો વિધિ તે વેદારંભ કહેવાય છે.

રાજકુમારોને રાજ્યાભિષેક સંસ્કારમાં રાજદંડ ધારણ કરાવતી વેળા, નીતિ, ન્યાય અને સદાચાર વડે, પ્રજાનું પાલન કરવાની પ્રતિજ્ઞાઓ—વ્રતો લેવાં પડે છે. તેમ ઉપનયન અને વેદારંભ સંસ્કારોમાં જનોઇ ધારણ કરતી વેળા નીતિ, ન્યાય અને સદાચાર વડે, વેદાધ્યયન અને યજ્ઞાનુષ્ઠાન આદિ કરવાની પ્રતિજ્ઞાઓ—વ્રતો લેવાં પડે છે. જેમકઃ—

**यज्ञो पवीतं परमं पवित्रं, प्रजापतेर्यत् सहजं पुरस्तात् ।**
**आयुष्यमग्र्यं प्रतिमुञ्च शुभ्रं, यज्ञोपवीतं बलमस्तु तेजः ॥**

ભાવાર્થ—જે પ્રજાપતિ પરમાત્માનું સચ્ચિદાનંદ સ્વરૂપ પરમપવિત્ર યજ્ઞમાં સત્કૃત છે, તેની પ્રથમ પ્રાર્થના કરી, આ યજ્ઞોપવીત—જનોઇ, તે પૂજનીય પરમાત્માની ભક્તિ તથા યજ્ઞનું અનુષ્ઠાન કરૂં છું, તે યજ્ઞોપવીત ઇશ્વરાનુગ્રહવડે, દીર્ઘાયુ, શ્રેષ્ઠગુણ, બલ તથા તેજનુ દાતા થાઓ ! વળી બીજી પ્રતિજ્ઞા સાંભળો !

**ॐ अग्ने व्रतपते व्रतं चरिष्यामि तत्ते प्रब्रवीमि तच्छकेयम् ।**
**तेनर्ध्यासमिदमहमनृतात् सत्यमुपैमि स्वाहा ॥**

ભાવાર્થ—હે વ્રતપતે પરમાત્મન્ હું બ્રહ્મચર્ય વ્રત ધારણ કરૂં છું. તેનું પાલન યથાર્થ રીતે કરવા મને સમર્થ કરો. બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ અર્થે આ વ્રત મેં ધારણ કર્યું છે તે વ્રત સફળ થાઓ !!! આવી અનેક પ્રતિજ્ઞાઓ અને વ્રતો આ સંસ્કારમાં લેવાય છે. તે જાણવા છતાં આધુનિક રૂઢિને વશ થએલી આ પ્રજા આંખ આડાકાન કરી બેઠી છે. તે શું આપની જાણ બહાર છે ?

બટુક—( મામા કંઇ બોલવાનો વિચાર કરતા હતા તેવામાં પ્રણામ કરીને ) મહાત્માજી ! આ ઉપનયન સંસ્કારમાં લેવાતી પ્રતિજ્ઞાઓ હું બોલ્યો છું ખરો ! મારા ગોર મહારાજે મને બોલાવી પણ હતી એમ મને યાદ છે. પણ આપે તે સમજાવી તેવી કોઇએ મને સમજાવી હોત તો મારાથી પળાત એટલીજ પ્રતિજ્ઞાઓ લેત. મારા બાપાએ કે જનોઇ આપનાર ગુરૂમહારાજે કોઇએ તે સમજાવી નહિ, એ તો એક, પણ બીજું આ મારા મામા તો વળી, ડાહી ગાયને ગળે ડેરો નાખી, દુબળી કરવાનો ઘાટ લાવ્યા છે; અને જેમાં શાસ્ત્રવચનનો છાંટો ન હોય ! માત્ર મધ્યકાળમાં બ્રાહ્મણો ઉપર આવી પડેલી આપત્તિ વખતે, બ્રાહ્મણોએ જે સમય-સૂચકતા વાપરી, પરધર્મમાં ખેંચાતા બાળકોને અટકાવવાને ઘરમાં રાખવાનો રીવાજ ચાલુ કર્યો, તેને આ સ્વતંત્રતાના વખતે, બાપદાદાના નામે, શાસ્ત્રનું ઓઠું આગળ ધરી, આવી પરમધાર્મિક પ્રતિજ્ઞાઓ ભંગ કરાવે છે અને કહે છે કે અમે તો ધર્મચુસ્ત છીએ ! કાયમનો પરવાનો મેળવેલા જગતના ગુરૂ છીએ ! આવું ગુરૂપણું કયાં સુધી ટકી શકશે ! માટે ગુરૂ મહારાજ આપ અમારા પર કૃપા કરો ! ! ! મામા પ્રત્યે—મામાશ્રી આ મહાત્માજીનો ઉપદેશ ધ્યાન પર લો અને ધર્મને બાને જે કપટભર્યો વ્યવહાર ચાલુ કર્યો છે, તેને તોડો ! અને સ્વધર્મનું રક્ષણ થવા અનાયાસે મળી આવેલા, આ પરમપૂજ્ય સદ્ગુરૂને શરણે, મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરવા માટે જવા દો !

મામા—(જે કોઇ કેવાય તે આ તો સાચા મહાત્માજ છે !) જે કો કેવાય તે મેં ભૂલ ખાધી છે. જે કો કેવાય તે એમનાં વચનો મને તીરની માફક ભોંકાયાં છે, જે કોઇ કેવાય તે એક કવિનાં વચનો સાચાં છે કે:—

" શાસ્ત્રની વાતો અમારે માન્ય છે,
કરવું નથી એમાંનું કશું રૂઢિની તાણા તાણ છે. "

અરે ! જે કો કેવાય તે આપણે પણ એવાજ છીએ તો ! પણ હવે જે કો કેવાય તે આ ધર્મવીર મહાત્માજીનાં વચનો શિર્ષાવંધ માની જે કો કેવાય તે હું પ્રતિજ્ઞા લઉછું કે જે કોઇ કેવાય તે મારા ઘરમાં, ન્યાતમાં અને જે કોઇ કેવાય તે મારાં લાગતાં વળગતાંમાં, હું બ્રહ્મચર્ય પાલન કરાવીશ; અને એવી જે કો કેવાય

તે પરમધાર્મિક આશ્રમોમાંજ મારૂં યથાશક્તિ દાન મોકલી જીવનયાત્રા સફળ કરીશ. બટુક તરફ ફરીને જે કોઇ કેવાય તે મારો મોહ ટળ્યો છે. તું જે કોઇ કેવાય તે આજ સદ્‌ગુરૂને શરણે જઇ સુખી થા. તપસ્વી પ્રત્યે–મહાત્માજી! મને ક્ષમા આપશો અને જે કોઇ કેવાય તે આ મારા ભાણુજાને આપને શરણે રાખી જે કો કેવાય તે મારા ઉપર મોટો ઉપકાર કરશો. એ આપને પગે પડી જે કો કેવાય તે માગી લઉ છું.

બટુક–સદ્‌ગુરુદેવ ! આપજ મારા તારક છો. માતાપિતાએ જન્મ આપ્યો પણ આ જન્મની સાર્થકતા કરનાર તો સદ્‌ગુરૂજ છે માટે તેમનેજ ધન્ય છે. આપની સેવા એજ મારે મન પ્રભુની સેવા છે અને આપના અવજ્ઞા એજ પ્રભુનો તિરસ્કાર–નર્ક છે. આપના વચનો એ હું વેદવાક્ય સમજીશ. આપ વિના મારો આ ભવમાં કોઇ બેલી નથી માટે હે પ્રભુ મને બચાવો–તારો. ( એમ કહીને ચરણમાં માથું મૂકે છે. )

તપસ્વી–હે વત્સ ! ઉઠ, આ પાસે આવેલા આશ્રમને તારૂં ગૃહમંદિર બનાવ. અને **ब्रह्मचर्येण तपसा देवा मृत्यु मुपाघ्नत।** આપણા દેવો અર્થાત્ પ્રાચીન ઋષિમુનિઓ, જેમ બ્રહ્મચર્યરૂપ તપશ્ચર્યાવડે પોતાના મૃત્યુ ઉપર કાબુ મેળવી શકતા હતા. રે ! કાળને પણ વશ કરી લેતા હતા, તેમ તું બ્રહ્મચર્યરૂપ તપશ્ચર્યા ગુરૂસેવા તથા સ્વવર્ણાશ્રમોચિત ધર્મકર્મ કરી, આ ફાની દુનિયામાં અક્ષય સુકીર્તિ મુકી જા. સદ્‌ગુરૂ પરમાત્મા તે માટે તને યોગ્ય મનોબલ સાથે આરોગ્ય, દીર્ઘજીવન આપો !

મામા પ્રત્યે–બાલક એજ ભવિષ્યનો પિતા છે. એ જે રીતે કેળવાશે તે રીતેજ તેની ભવિષ્યની પ્રજા થશે. માટે દેશને સુખી કરવાનું પ્રથમ પગથીઉં બ્રહ્મચર્યવ્રત છે, તે બરાબર પાલન કરાવવા માટે, તમે જે કઢંગી બેડી તોડી પ્રતિજ્ઞા લીધી છે. તે માટે તમને ધન્ય છે. જેમ લુણ વગરની દાળ નકામી છે, તેમ બ્રહ્મચર્યાશ્રમ યથાસ્થિત પાળ્યા વગરનું જીવન વ્યર્થ છે. આ બાબત તમે ખાસ યાદ રાખશો. સદ્‌ગુરૂ પરમાત્મા તમારૂં કલ્યાણ કરો, એજ અમારો આશીર્વાદ છે !!! તેથી મામો તથા બટુક નમન કરે છેઃ–

તેવામાં આશ્રમમાંથી એક બ્રહ્મચારી આવી પહોંચે છે, તપસ્વી પેલા બટુકને તેને સોંપે છે. અને કહે છે. આ બટુકને

તારી સાથે રાખી આશ્રમની નીતિ રીતિ શીખવજે હાં.

બ્રહ્મચારી—જેવી આપની આજ્ઞા, બટુક પ્રત્યે—ભાઇ હવે પ્રાર્થનાનો સમય થયો છે માટે ચાલો સદ્‌ગુરૂની પ્રાર્થના કરીએ.

બટુક—મામા હવે તમારી ઇચ્છા હોય તો ઘેર જાઓ. બધાંને સુખ સમાચાર કહેશો

મામા—હું પણ સદ્‌ગુરૂની પ્રાર્થના કરી વિદાય થવા આજ્ઞા માગીશ. એવામાં પ્રાર્થનાનો ઘંટ વાગે છે. સર્વ બ્રહ્મચારીઓ તથા આજુબાજુના આશ્રમવાસીઓ એકઠા થઇ જાય છે અને નીચેની પ્રાર્થના શરૂ કરે છે:—

## સદ્‌ગુરૂ પ્રાર્થના

સદ્‌ગુરૂ કૃપા કરોરે, ગુરૂજી દયા ધરોરે, અમે તવશરણે આવ્યા આજ,

જે થકી સરે અમારાં કાજ;

ભવ ભય ભાગે નિ:શંક આજ. સદ્‌ગુરૂ.

અટપટી કાયા, ચટપટી માયા, શું આ પિંડ બ્રહ્માંડ રચાયા !

સત્યાસત્યમાં ગોથાં ખાયાં, (૨) બ્રહ્મ ભરમમાંહિ ભટકાયા. સદ્‌ગુરૂ.

ખટપટે ધાયા સાકાર જાયા, શું આ નિરાકાર બનાયા !

દ્રશ્યાદ્રશ્યમાં ડુબકાં ખાયાં (૨) દ્વૈતા દ્વૈત ભેદમાં ભુલાયા. સદ્‌ગુરૂ.

ઝગમગ જ્યોતિરૂપ મૂળ માયા, રગરગ વ્યાપિ શું ઇચ્છા ધાયા !

નગજગ લિલા કદિ કળાયા (૨) આત્માનાત્મ તાનમાં તણાયા. સદ્‌ગુરૂ.

કર્મકાંડ ઉપાસે ન ફાવ્યા, સિદ્ધિ સાધતાં લપસી જાયા;

ધ્યાન ધારણા માંહિ ધાયા, (૨) મનો વ્યથામાં પટકાયા. સદ્‌ગુરૂ.

ભગવતિ ભક્તિ પૂર્ણ ન થાયા, કળકપટમાં શું જન ફસાયા;

(જ્યાં)બાલકૃષ્ણ ગુરૂ સત્તા આયા,(૨)બ્રહ્મજ્ઞાન જ્યોતિમાં સમાયા. સદ્‌ગુરૂ.

અમે તવ શરણે આવ્યા આજ;

જ્ઞાનરૂપ સત્તા લેવા કાજ.

સદ્‌ગુરૂ કૃપા કરોરે, ગુરૂજી દયા ધરોરે, અમે તવશરણે આવ્યા આજ.

બધા—સદ્‌ગુરૂ દેવકી જય ! બધા પ્રણામ કરે છે.

મામો—જે કો કેવાય તે આવો આનંદ તે કાંઇ ધરમાં મળે ! જે કો કેવાય તે અમે લોકો ધર્મ ધર્મ કરીએ છીએ ખરા. પણ જે કો કેવાય તે એ બધા પોલા વાંસના ટેકા છે. જે કો કેવાય તે આ ધર્મજ સાચો છે અને આવા ધર્મરૂપિ જે કોઇ કેવાય તે

નિષ્કામ મહામતમાં હોમેલું દ્રવ્ય જે કો કેવાય અભય વરદાતા, ધર્મના વજનો કિલ્લો બાંધવા સમાન છે. રે ! જેકો કેવાય તે ખરૂં પુણ્ય રળવાનું તો આમાંજ છે. માટે જે કો કેવાય તે બધુઓ, આ માર્ગે વળો તોજ તમારૂં કલ્યાણ, અહિં ને તહિંનું સમજજો. તપસ્વી પ્રત્યે—મહાત્માજી, આપની આજ્ઞા માગુ છું. હે જગતના ઉદ્ધારક બ્રહ્મચારીઓ ! જે કો કેવાય તે તમને મારા નમસ્કાર. બહુકને, આજના દિવસનો આશ્રમનો ખર્ચ આપણા તરફથી સ્વીકારવા જે કો કેવાય તે તું ગુરૂજીને વિનંતી કરજે; અને જે કો કેવાય તે આપણા તરફથી પ્રતિ વર્ષે આજનો દિવસ ઉજવવા વિનવજે હવે હું જાઉ છું. ગુરૂજીની આજ્ઞા પાળી ખંતથી અભ્યાસ કરજે.

બહુક—મામા આવજો. મારી કંઇપણ ફીકર કરશો નહિ સર્વે સાથે—

॥ सर्वे भवन्तु सुखिनः ॐ शांतिः शांतिः शांतिः ॥

આ પુસ્તક છપાવવા માટે અગાઉથી નાણાંની મદદ આપનાર ગૃહસ્થોની નામાવલી:—

| રકમ | નામ | ગામ |
|---|---|---|
| ૫—૦—૦ | રા. રા. પાઠક પુરૂષોત્તમ પીતામ્બર શાસ્ત્રીજી | શેહરા |
| ૫—૦—૦ | " શેઠ મફતલાલ ચુનીલાલ | અમદાવાદ |
| ૨—૦—૦ | બ્ર૦ હરિપ્રસાદ શર્મા | ડાકોર |
| ૧—૦—૦ | રા. રા. જયશંકર બાલકૃષ્ણ શુકલ | ગોધરા |
| ૧—૦—૦ | રા. રા. જયશંકર ભાઇશંકર દવે | શહેરા |
| ૧—૦—૦ | " હરજીવન રેવાશંકર દવે | " |
| ૧—૦—૦ | " અંબાલાલ નરોત્તમ દવે | કાંકણપુર |
| ૧—૦—૦ | " ડાહ્યાભાઇ હરગોવિંદ જોશી | વનોડા |

આ રીતે જ્ઞાન પ્રચાર કરવા માટે ગ્રંથમાળા પ્રકટ કરવાની જરૂર છે એમ જેઓના અંતરમાં હોય તેમને ઉપરોક્ત બંધુઓનું અનુકરણ કરી, યથાશક્તિ રકમ નીચેને સરનામે મોકલી આપવાની ભલામણ છે. જેથી વખતસર નવિન ગ્રંથો પ્રકટ થતા રહેશે. આ રીતે સ્વાર્થ સાથે પરમાર્થ સાધી શકાય છે, એ સમજાવવાની હવે જરૂર નથી.

આશ્રમમાં અનાયાસે મળેલું સંસ્કારી દાન સ્વીકારાય છે.

વ્યવસ્થાપક. **શ્રી૦ બ્રા૦ વિદ્યાર્થી આશ્રમ**

ઠે. ગોમતીતટ ડાકોર.